ધાર્મિક નવલકથા સિરીઝ ૧ લી

चित्रकोटके घाटपर भइ संतनकी भीर
तुलसीदास चदन घसे तिलक करे रघुबीर

—મહાત્મા—

# તુલસીદાસજીનું જીવનચરિત્ર.

પ્રયોજક અને પ્રકાશક,
ગોર અંબાલાલ છગનલાલ કહેરા.
શીકા—(સ્ટેટ-ઇડર) મહિકાંઠા.

શાબ્દ ૧૯૭૯. પ્રત ૧૨૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૨૪.

(સર્વ હક્ક સ્વાધીન)

કિંમત— { ગ્રાહકો માટે ત્રણ આના.
છુટક નકલના ચાર આના.

50
૧૨૦૦૮

અમદાવાદ

# વિનતિપત્ર

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દર્શિત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૯<br>નાગપંચમી<br>અમદાવાદ.

આપનો સ્નેહાધીન,<br>ગોર અંબાલાલ છગનલાલ<br>વડાગામ—( મહિકાંઠા ).

# શ્રી રામચંદ્રજીના પરમભક્ત
# તુલસીદાસજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

**जगत भयो नहि कोय गोस्वामि तुलसी सरिस**
**दियो अधर्म ही खोय रामायण रचि सुरसरी.**



લસીદાસજીનું નિવાસસ્થાન બાંદા જીલ્લાના રાજાપુર ગામમાં હતું. તેઓના પિતા ત્યાંના તહેસીલદારીના કામપર નોકરીએ હતા. અને તેઓની માતાનું નામ તુલસી હતું દુર્દૈવવશાત્ તુલસીદાસના પિતા એઓને સાત આઠ વર્ષના બાળક મૂકી પરલોકવાસી થયા હતા. એકનો એક પુત્ર અને લાડકવાયો, હોવાથી ૧૫-૧૬ વર્ષની અવસ્થાતક નિરક્ષર હતા. તદનંતર એક શ્રેષ્ટ કુળની કન્યા સાથે, એઓનો વિવાહ થયો હતો, સ્ત્રી, પરમસ્વરૂપવંતી હોવાથી તુલસીદાસનું ધ્યાન રાત દિન સ્ત્રિમાંજ લાગી રહ્યું હતું આઠે પ્રહર એ એની પાસેથી બહાર પણ નિકળતો નહિ હતો. પિતાનું એકઠું કર્યું ધન ખર્ચાઇ ગયું. " રોજ થોડો ખુલ્લો મૂકેલો જળનો હોજ ક્યાં સુધી ભરાઇ રહે છે ? " તુલસીદાસજીના એવી રીતે સ્ત્રીમાં આસક્ત રહેવાનાં કારણથી તેની માતાને ભારી ખેદ થયો અને પુત્રને વ્યાપાર, ધંધા, નોકરી ચાકરી કરવાને બહુ બહુ સમજાવ્યો. પરંતુ તુલસીદાસના ધ્યાનમાં કંઇ પણ વાત આવી નહિ. અને ઉલટો ઉત્તર આપ્યો જે, માતા ! તુંજ અમારા બન્નેનું પાલન કર. એવો ઉત્તર

સાંભળી માતા મનમાં બહુજ દુઃખી થઇ. મૌન્ય મૌન્ય બેસી રહી પાંચ છ વર્ષ એવી રીતે વીતી ગયાં, એટલે વહુને તેડવાને તેના પિયરના માણુસો આવ્યાં, એઓનું તુલસીદાસજીએ અપમાન કરી સ્પષ્ટ કહી દીધું જે અમો અમારી સ્ત્રિને નહિ મોકલીએ. એ પછી માતાજીએ ખાનગીમાં માણુસોને કહ્યું જે તુલસીદાસ પ્રાતઃકાળના સમયે એક કલાક સુધી સ્નાન આદીક નિત્ય ક્રીયા કરવાને જમનાજીના ઘાટ ઉપર જાય છે એ વખતે તમો ડોલી લઇને આવજો, હું વહુને વિદાય કરી આપીશ. બીજે દિવસે તુલસીદાસ સ્નાનાદિક કરવાને જમનાજી ઉપર ચાલ્યો ગયો તે વખતે ત્હેની માતાએ તુલસીદાસજીની વહુને તેના પિયર વિદાય કરી દીધી.

અહિં તુલસીદાસ સ્નાન આદિક કાર્યથી પરવારી ખભા ઉપર ધોયલી ધોતી, હાથમાં જળની ઝારી અને એક પિતામ્બર પહેર્યું હતું ને ઘેર આવ્યો. પહેલાં તો તેણે ઘરમાં સર્વત્ર જોયું, પરંતુ જ્યારે સ્ત્રિ ઘરમાં ન જોઇ ત્યારે માતાને પૂછ્યુ—"માતા ? એ કયાં ગઇ ? માતાએ એને પિયર મોકલવાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ વાત સાંભળતાંજ એકદમ નંગ ધડંગ ખભા ઉપર ધોયલી ધોતી નાખી, હાથમાં જળની ઝારી લઇ શ્વાસભેર ઘરમાંથી નિકળી ગયો, એને એ વાતનું કંઇ ધ્યાન નહિ હતું કે હું નવસો (નાગો) કઇ દિશામાં જાઉં છું અને સપાટાબંધ પોતાના સસરાના ઘર તરફ ચાલી નીકળ્યો. તેને પ્રેમરૂપી રસીએ એવો જકડ બાંધી દીધો હતો કે કાંઇ પણ તેને સુજ પડતી નહોતી. પરંતુ એના નિષ્કપટ પ્રેમને જોઇ પરમ દયાળુ ભક્તવત્સલ, શ્યામ સુંદીર પરમાત્માએ દયાળુ અંતઃકરણમાં વિચાર કર્યો કે એનો એવો નિષ્કપટ પ્રેમ હમણાંજ જો મ્હારા ઉપર થઇ

જાય, તો એનો કેટલો ઉપકાર થઇ જાય! ઠીક તો એના એવા પ્રેમને હમણાંજ હું મ્હારી તરફ ખેંચી અનુગ્રહ કરૂં છું. અહીં તો ભગવાનનો એવો સંકલ્પ થયો. ત્યાં તુલસીદાસજી સસરાને ઘેર પહોં ચ્યા કે સાસુ વિગેરે જમાઇની એવી દશા જોઇ વિચાર કર્યો જે અહીં જો એવા નાગા દોડી આવ્યા તો એની માતા તો વૃદ્ધ હતી. કંઇ પરલોક તો પહોંચી નહોતી ગઇ ? એવા કારણથી લોક રીત અનુસારે સર્વે પોતાના નેત્રમાં આંસુ લાવ્યાં એટલે તુલસીદાસે કહ્યું જે:—

મ્હારી પ્રિય સ્ત્રિને તો કંઇ અશુભ થયું નથી ને ? અને એમ જોઇ તુલસીદાસની આંખોમાં પણ અશ્રુધારા વહેવા લાગી. એવા પ્રકારે તુલસીદાસનું એકાએક રૂદન સાંભળીને દાસીએ તેની સ્ત્રિને ખબર કરી દીધી; તે તો વળી પતિને આ વિઘ્નકારક અતિ રૂપ આસક્તિ પોતાનામાં છે એવું જાણતી પણ હતીજ. એટલે એ વાતને છુપી રાખવાને પોતાનાં માત પિતાને કહેવા લાગી.

માતા પિતા ? મ્હારા પતિને કોઈ કોઇ વખત એવો ઉન્માદ થઇ જાય છે, ત્યારે એવા નાગા રૂપમાં ફરતા રહે છે. હમણાં એ વાતમાં દુઃખી થવાનું કાંઇ કારણ પણ નથી. આ વાત સાંભળી સસરાએ જમાઇને વસ્ત્ર આદીક આપી ઘરમાં સ્ત્રિ પાસે જવાની આજ્ઞા કરી દીધી. તુલસી દાસજીનો ઘરમાં પગ હતો ને ભગવાનની કરૂણારૂપ એ સ્ત્રીએ, એ વખતે નિષેધ કરતાં સમજાવ્યા કે હે સ્વામિન્ આપ મારા લીધે આટલું કષ્ટ સહન કરી લોકલજ્યા તથા પ્રતિષ્ઠાનો ત્યાગ કરી આવ્યા છો. પરંતુ આવો તમારો પ્રેમ હમણાંજ પરમકૃપાળુ ભક્તવત્સલ શ્યામ સુંદર કમળનેત્ર ધનુર્ધારી શ્રીરામચં-

દ્રજીમાં લગાડયો હોત તો કેટલા ઉત્તમ અને અક્ષય સુખના ભાગ્ય-વાન થાત. નાથ? મ્હારૂં આ શરીર સુંદર અને રૂપવાન છે. પરંતુ વાસ્તવિક રિતે જોતાં મળ મુત્ર આદિકથી ભરેલું છે—નાક, કાન, મુખ આદિ અનેક પ્રકારનાં મળથી ભરેલાં છે અને શરિરમાં પણ હાડ, માંસ, રૂધીર સિવાય બીજું શું છે? એ કારણથી આવા, તુચ્છ મલીન અને નાશવાન શરીરપરનો પ્રેમ, આપ સ્યામ સુંદીર શ્રીરામચંદ્રજી તરફ અર્પણ કરો ને મને દઢ આશા છે કે આપનું પરમ હિત થશે.

એટલુંજ ઉપદેશમય કથન સાંભળતાં તુલસીદાસજીએ વિચાર કર્યો—નેત્ર ખુલ્લાં કરી શાન્ત થઇ તત્કાળ મજલ દર મજલ ચાલતાં ચાલતાં કાશીજીમાં આવી મણીકર્ણીકાના ઘાટપર મુકામ કરી દીધો. ઘાટ ઉપર પડયા રહ્યા છે અને મુખમાંથી રામ નામ શબ્દની ધુન લાગી રહી છે અને સ્યામ સુંદીર રામચંદ્રજીનાં દર્શન કરવાને માટે કોઇ મહાત્મા ગુરૂ કરવાની ઉત્કૃષ્ટ ઇચ્છા થઇ રહી છે. એટલામાંજ નરહરિસ્વામિ પ્રાતઃકાળનું સ્નાન કરીને પોતાના આશ્રમ તરફ જઇ રહ્યા હતા. એઓ હૃદયદ્રાવક રામ નામની ધુન સાંભળી સમજ્યા કે આ કોઇ આર્ત અથવા પ્રેમી પુરૂષ છે. તરત સ્હામે જઇ સર્વ વૃતાન્ત સમજી લીધો અને તુલસીદાસજીએ આદ્યપાન્ત પોતાનો ભાવ દર્શાવ્યો. પ્રાર્થના કરી જે આ શરીરને શ્રી ભગવાન રામચંદ્રજીનાં દર્શન કરાવો તો આ શરીરને બાલ્યરૂપમાં રાખી શકું છું નહિ તો શ્રી ગંગાર્પણ કરૂં છું. આ સાંભળી નરહરિસ્વામીએ વિચાર કર્યો જે જ્યારે ભક્તના નેત્રમાં પ્રેમઅશ્રુ આવી રહે છે ત્યારે પરમકરૂણા-મય પરમાત્મા તેને અવશ્ય શુદ્ધિમાં લાવે છે. પરંતુ આતો અત્યંત આતુર અને સર્વ શરીરને અર્પણ કરવાને ઉદ્યત થઇ રહ્યો છે તો

શું એને ભગવાન પ્રાપ્તિ નહિ થાય ! એમ વિચારી કહેવા લાગ્યા જે ઉઠ, કંઇ ચીન્તા ન કર. આ જન્મ અને આ શરીરમાં હમણુંજ ત્હને દર્શન થશે.

તદનંત ગુરૂના ચરણોમાં તેમની સેવા ચાકરી કરતાં કરતાં તુલસીદાસજી ૫-૬ વર્ષમાં તો વેદ શાસ્ત્ર સંપન્ન થઇ અને પરમ અનુરાગરૂપ ભક્તિનું સાધન કર્યું. એક દીન નાવમાં બેઠા બેઠા નિત્યક્રીયા કરવાના નિમિત્તથી ગંગાની પેલીપાર ગયા. ત્યાં શૌચક્રીયા આદિથી પરવારી અને કેટલીક શૌચક્રીયા જળમાં નાંખી દીધી. જ૮ અપવિત્ર થતાં તેમાંના એક પિશાચની તૃપ્તિ થઇ ત્યારે, પિશાચે બહાર આવીને કહ્યું જે મારી પાહે કંઇક સોનું, હિરા, મોતી આદિક ધન માગો, તુલસીદાસજીએ કહ્યું મને ધનની આવસ્યકતા નથી. પણ ત્હમારામાં શક્તિ હોય તો મને શ્યામસુંદીર ભગવાનનાં દર્શન કરાવ. પિશાચે જવાબ વાળ્યો. એ કામ તો મારાથી થવું ઘણુંજ કઠીણ છે, પરંતુ હું તમને એક ઉપાય બતાવું છું. એ પ્રમાણે તમો કાર્ય તો કરજો. નિસંદેહ આપની ઇચ્છા પૂર્ણ થશે. એ ઉપાય એવો છે જે આજ કાલ ગંગા તટ ઉપર વાલ્મિકી રામાયણની કથા થાય છે ત્યાં શ્રોતાઓમાં એક એવો માણસ છે કે જેનું શરીર કોઢથી ગળી ગયું છે અને તે પુરૂષ ત્યાં આવીને બેશે છે. કથા સમાપ્ત થયા બાદ તમો તેના ચર્ણોમાં પડી જજો છોડતા નહિ. એ વખતેજ તે તમને શ્રી રામચંદ્રજીના દર્શન કરાવી દેશે. એવે પ્રકારે તુલસીદાસજી કથા સમાપ્ત થયા બાદ તેની પાછળ પાછળ જવા લાગ્યા. થોડા વખતમાં નગરની બહાર નીકળતાંજ એ કોઢિયા પુરૂષે પુછ્યું કે ત્હમો મ્હારી સાથે કેમ આવો છો ? ત્હમારે શું જોઇએ છે ? અને મ્હારા જેવા ગરીબ

માણસથી તમને શું મળી શકશે? ત્યારે તુલસીદાસજીએ તેના ચરણુ પકડી રાખીને કહ્યું જે મહારાજ! મને શ્રી રામચંદ્રજીના દર્શન કરાવો ત્યારે તે કોઢિયો સમજ્યો જે હવે આ માણુસ મારો પીછો છોડશે નહિ. તત્કાળજ કોઢી પુરૂષના સ્વરૂપનો ત્યાગ કરી તેમણે પોતાનું સાક્ષાત્ રૂપ ધારણુ કરી દીધું. અને એ સાક્ષાત્ પવનકુમાર હનુમાનજીજ હતા. તેઓએ તુલસીદાસજીને પરમભક્તિભાવ અને દૃઢ નિશ્ચય જાણી ધીરજ આપી કે તમને શ્રી રામચંદ્રજીના દર્શન થશે. જરૂર એમાં કાંઇ સંદેહ સમજશો નહિ અને જ્યારે તમો મ્હારૂ સ્મરણુ કરશો ત્યારે હું તમને તરતજ દર્શન આપીશ એમ કહી હનુમાન અંતર્ધ્યાન થઇ ગયા.

કેટલાક દિવસ પછી તુલસીદાસજી ગંગા તટપર રામાયણનું પુસ્તક પહેલ વહેલું બનાવતા હતા. એજ સમયે ગંગાની પેલી પાર ઘોડા ઉપર સ્વાર થયેલી એક શ્યામ સુંદીર મુર્તિને જોઇ, પરંતુ આશ્ચર્ય સહિત મનમાં વિચાર કર્યો જે; આ કોઇ રાજકુમાર છે. તરતજ એ મુર્તિ ત્યાંથી અંતરધ્યાન થઇ ગઇ. એ પછી કેટલાક દિવસ બાદ તુલસીદાસજી શોચ કરવા લાગ્યા. કે જુઓ આટલા દિવસ થયા પરંતુ હજુ શ્રી રામચંદ્રજીનાં દર્શન નહિ થયાં? અને મનમાં આકુળ–વ્યાકુળ થઇ. પવન કુમાર (હનુમાન)ની સ્તુતી કરી સ્મરણુ કરતાં તરતજ શ્રી હનુમાનજી પ્રગટ થયા, તુલસીદાસજીએ હાથ જોડી વિનંતી કરી જે, હે ભગવાન, શું કારણુ છે જે હજુ સુધી આપે દર્શન કરાવ્યાં નહિ, શ્રી હનુમંતે કહ્યું જે અમુક દિવસે ગંગાની પેલેપાર ઘોડા ઉપર સ્વારની જે શ્યામ સુંદરની મુર્તિ પ્રગટ થઇ હતી, તે પોતેજ શ્રી રામચંદ્રજી હતા. અને કેમ કહો છો જે

મને દર્શન થતાં નથી, ત્યારે તુલસીદાસજીએ કોઇ રાજપુત્રનો મનમાં સંદેહ નિવેદન કરી ઘણુજ કરૂણ સ્વરથી પરમાત્માની પ્રાર્થના કરી કે, હે શ્યામ સુંદીર, હે પરમકૃપાનિધે હું કેવો અભાગી છું કે આપે પોતે દર્શન દીધાં, પરન્તુ મને આપના દર્શનનો પૂર્ણ લાભ મળ્યો નહિ, મારા રોમ રોમમાં પાપ ભરેલું છે.

પરંતુ હે દિનબંધુ આપે અજામિલ આદિનો ઉદ્ધાર કર્યો અને શરણાંગતનો ત્યાગ કરતા નથી એમ વેદ શાસ્ત્ર પણ કહે છે. તો હે કૃપાસિંધુ, હું આપના ચરણ શરણમાં આવ્યો છું એ કારણથીજ આપ મને દર્શન આંપી મારો ઉદ્ધાર કરો. ત્યારે હનુમાનજીએ તેને હૃદય સાથે લગાડીને સમજાવી પટાવીને કહ્યું જે તમો ધીરજ રાખો ફેર સાક્ષાત્ દર્શન થવાનો કોઇ વખત આવશે ખરો. હમણાંજ તમો ચિત્રકુટ જુઓ, અને ત્યાં પ્રભુની એવા પ્રકારે સેવા કરતા રહો "કે જેવો તમારો પ્રેમ તમારી સ્ત્રી ઉપર હતો" એ પછી થોડા દિવસ માંજ તમને શ્યામ સુંદીર પ્રભુનાં દર્શન થસે, એવા પ્રકારે ચિત્ર-કોટ ઉપર જઇ તુલશીદાસજી શ્રી રામચંદ્રપ્રભુની સેવા કરવા લાગ્યા, ને તેમ ઘણા દિવસો વિતી ગયા પરંન્તુ દર્શન થવાનો પ્રસંગ આવ્યોજ નહિ.

એક દિવસ ચંદન ઘસી રહ્યા હતા, ને અંતઃકરણમાં પ્રભુનાં દર્શન કરવાને આકુળ વ્યાકુળ થઇ રહ્યા હતા. નેત્રોમાં અશ્રુધારા વહેવા લાગી, જ્યારે યોગી, સંન્યાસીઓને કાષ્ટની માળા ફેરવવા-થીજ પ્રભુના દર્શનનો યોગ પ્રાપ્ત થાય છે તો મ્હારાં આંસુ રૂપી દાનોની માળા ફરી રહે છે તો શું! પ્રભુ મને પોતાના દર્શનનો

લાભ નહિ આપે ! એવા અસીમ ( અંતઃકરણના ) પ્રેમને જાણી ભગવાન શ્યામ સુંદરને મનમાં કરૂણાનો પ્રવાહ વહેવા લાગ્યો, અને આ ભક્ત શિરોમણીનો અંત જોઇને ભગવાને તરતજ આઠ વર્ષના બાળકનું મનોહર રૂપ ધારણ કરી, તુલશીદાસજીના સામા આવી, બાબાજી ! કહીને નમસ્કાર કર્યા અને તુલસીદાસજીની પાસે આવી બેસી ગયા. તુલશીદાસ પણ એવા સુંદીર બાળકને જોઇને ઘણાજ પ્રસન્ન થયા, પરંતુ ફેર સંદેહગૃત થવાના કારણે અને મનને વ્યાકુળતાના કારણથી બરાબર ધ્યાન રહ્યું નહિ, ત્યારે શ્રી હનુમાનજીને ચીંતા થઇ, અરે શું ? આવો સારો વખત પણ તુલશીદાસના હાથથી જવાનોજ ! એવા કારણથી પોતે એક પક્ષીનું રૂપ ધારણ કરી, સ્હામે વૃક્ષ ઉપર બેઠા. અહીં બાળ શ્રી રામચંદ્રજીએ તુલશીદાસજીને પૂછ્યું–જે બાબાજી ! હું મારા હાથે તમારા ચંદનનું તિલક કરૂં કે કેમ ? તુલશીદાસજીએ કહ્યું કે ઠીક (તિલક કરો ) પ્રભુ શ્યામસુંદીર પોતાના હસ્તથી, પોતાની ન્હાની ભ્રકુટીપર ચંદન લગાડવા લાગ્યા. તે વખતે તુલશીદાસજી ચંદન ઘસતા હતા, ત્યારે પેલા પક્ષીના રૂપમાં બેઠેલા હનુમાનજીએ કહ્યું જેઃ—

चित्रकुटके घाटपर, भई संतनकी भीर;
तुलसीदास चंदन घसे, तिलक करे रघुविर.

એવું કહેતાં પણ તુલશીદાસજીનું ધ્યાન વૃક્ષ ઉપર બેઠેલા પક્ષી (હનુમત) ઉપર ગયું નહિ. બીજીવાર પણ આ દોહરો હનુમાનજીએ લલકારીને કહ્યો.

તદનંતર શ્રી રામચંદ્રજીએ કહ્યું જે–બાવાજી ? હું આપને દ-

ર્પણ બતાવું છું, દર્પણ જોતામાંજ તુલશીદાસજીએ ભગવાન શ્રી રામચંદ્રજીની તેજસ્વી આંગળીઓ જોઇ લીધી, એટલામાંજ શુકરૂપ હનમાનજીએ પેલા દોહરાને ત્રીજીવાર બોલવા માંડયો, ત્યારે તો તુલસીદાસજીને જ્ઞાન થયું, અને સુંદીર કમળ નેત્ર ધારી ભગવાન શ્રી રામચંદ્રજીનાં સાક્ષાત્ દર્શનનું દિવ્ય સુખ પ્રાપ્ત થયું.

એ પ્રમાણે શ્રી રામચંદ્રજીના ઉપાસક બહુજ નિર્મલ જગતનાં ત્રાસનો નાશ કરવાવાળા તુલસીદાસજીએ મનમાં પ્રસન્ન થઇને ચીત્રકુટમાંથી પાછા આવીને કાશીમા વાસ કર્યો. કાશીમાં તુલસીદાસજીનું મહા મહત્વ પ્રકટ થનાં. નિરંતર લોકોની ભીડ તેમની પાસે વધવા લાગી. રાજાઓ પણ ચરણોમાં પ્રણામ કરીને પડયા રહેવા લાગ્યા. અને બીજા બુદ્ધિમાન વિદ્વાન પણ આવવા લાગ્યા.

આ પ્રમાણે તુલસીદાસજી કેટલાક દીવસો સુધી કાશીમાં રહીને પછી અયોધ્યાજીમાં આવ્યા. ત્યાં અનેક સત્સંગો કર્યા. અને અહર્નીશ શ્રી રામચંદ્રજીના પ્રેમરંગમાં રંગાઇ રહેવા લાગ્યા. જ્યારે સંવત ૧૬૩૧ ના ચૈત્ર માસમાં સુખ દેવાવાળી રામનવમી આવી. ત્યારે અત્યન્ત આનંદ પાંમી. આદરસહ ભાનુકુળઇશ શ્રી રામચંદ્રજીનું સ્મરણ કરી. મંગળવારને દીવસે તુલસીદાસજીએ પ્રસન્ન થઇને શ્રી રામાયણ રચવાનો આરંભ કર્યો. અયોધ્યામાંજ બાળકાન્ડ સંપૂર્ણ કરીને પાછા આનંદ પૂર્વક તુલસીદાસજી કાશીમાં આવ્યા. કાશીમાં આવીને ઉત્તમ માર્ગને સુચવનારી વિનયપત્રિકાઓ અને ગીતાવલી આદી સુંદર ગ્રંથોની પણ રચના કરી. આ પ્રમાણે પૂર્ણ સુખ પૂર્વક તુલસીદાસજી કાશીમાં રહેતા હતા. ત્યારે એક પ્રબળ પંડીત કાશીમાં આવ્યો. તે પંડીત દુદંભી વગડાવતો. કાસીના સર્વ વિદ્વાન પંડીતોને

જીતવાનો વિચાર મનમાં કરીને આવ્યો હતો. અને કાશીના મહારાજાએ પણ સર્વ પંડીતોને આમંત્રણ કરીને મોટી સભા બોલાવી. અને સભામાં જે પંડીત કાશીના પંડીતોના પરાજય કરવા આવ્યો હતો. તેણે સર્વ પંડીતોને કહ્યું કે;-કે આ સભાનો એક પ્રમુખ સ્થાપો કે જેના કહેવા ઉપર જય-પરાજયનો આધાર રહે; જીતવા આવનારા પંડીતનાં આવાં વચન સાંભળીને કાશીનિવાસી સર્વ પંડીતોના મનમાં મોટો વિચાર ઉત્પન્ન થયો અને તેમણે આ પ્રમાણે ઉત્તર આપ્યો કે;—

એનો ઉત્તર અમો આવતી કાલે આપીશું. એ પ્રમાણે કહીને સર્વ બ્રાહ્મણો પોતપોતાને ઘેર ગયા. અને શિવજીનું ધ્યાન ધરીને વિનંતી કરવા લાગ્યા કે હે પ્રભુ અમારી આબરૂ તમારા હાથમાં છે એ પછી શ્રી શંકરે સ્વપ્નમાં કહ્યું કે જય-પરાજયનું કામ તુલસીદાસના હાથમાં રાખો. એ સ્વપ્નથી આનંદ પામેલા પંડીતો રાજસભામાં આવીને રાજાની રૂબરૂમાં પ્રતિપક્ષિ પંડીતને કહેવા લાગ્યા કે અમારા સર્વેનો અધ્યક્ષ તુલશીદાસ છે. માટે જય-પરાજયની વાત એના હાથમાં છે, રાજાએ કહ્યું કે,—

આપણે તુલસીદાસજીને અહીં શી રીતે બોલાવી શકીએ. માટે આપણે સર્વ તુલસીદાસને ઘેર ચાલો. એ પ્રમાણે કહીને સર્વ પંડીતો તુલસીદાસને સાથે લઇને કાશી રાજાને ઘેર આવ્યા, અને રાજાએ તુલસીદાસનો યોગ્ય સત્કાર કર્યો. પછી તુલસીદાસજીએ કહ્યું વાદવીવાદ અહીં નહી બને. ને મારે ઘેર ચાલો. એ પછી સર્વે તુલસી દાસજને ઘેર આવ્યા, અને તુલશીદાસે એક શિષ્યને-બોલાવી કહ્યું કે આ નાગરવેલનાં પાંન પાંચ છે, તે લઇને સર્વ પંડીતોને વહેંચી

આપ. આ પ્રમાણે પોતાના ગુરૂનું વચન સાંભળીને શિષ્યે તુરતજ પાંચ પાન તે પંડીતોને વહેંચી આપ્યાં. તો પણ તે શિષ્યના હાથમાં પાંચજ પાન રહ્યાં. આવી મહાત્મા તુલસીદાસજીની પ્રભુતા જોઇ વિદેશી પંડીત કે જે વિવાદ કરવા આવ્યો હતો તેણે વિવાદ કરવાની ઇચ્છાનો ત્યાગ કર્યો. ત્યારે તુલસીદાસજીએ તે વિદેશી પંડીતને બોલાવીને તેના હાથમાં રામાયણ આપીને કહ્યું કે—"જે ખંડનમંડન પક્ષ છે તે પ્રથમ સર્વ આમાં જોઇ લ્યો. અને જો આમાં ન મળે તો આવીને મારી જોડે શાસ્ત્રાર્થ કરજો. એ પ્રમાણે તુલસીદાસજીના કહેવાથી વિદેશી પંડીતે રામાયણ લીધી. અને પોતાના ઉતારા ઉપર આવીને અવલોકન કર્યું. તો રામાયણમાંના સર્વ શાસ્ત્રોનો તથા પુરાણોનો નિર્ણય જોયો. તે વિદેશી પંડીતને જે પક્ષમાં વિવાદ કરવાની આકાંક્ષા હતી. તેનું સમાધાન પણ રામાયણમાંજ મળી આવ્યું. આ રામાયણમાં સર્વનો સાર છે. એ શ્લોક જે વંદનામાં છે તેની કાંઇ પણ હાની થઇ નહિં. એટલે કે સર્વ તેમાંજ છે. એમ સિદ્ધ થઇ ગયું.

એ પછી પંડીતે તુલસીદાસજીના ઘરની પ્રદક્ષિણા કરી. તુલસીદાસજીની ચર્ણરજ મસ્તક ઉપર ધારણ કરી. પોતાના અપરાધની ક્ષમા માગી તે પછી તે પંડીત તુલસીદાસજીનો શિષ્ય થયો અને પોતાની સર્વ વસ્તુઓ તેમને અર્પણ કરી. અને ગોસ્વામિ તુલસીદાસજીએ તેને રામભક્તિનો ઉપદેશ આપ્યો. અને તે પછી તે પંડીત અભીમાન છોડીને પોતાને દેશ ચાલ્યો ગયો. એના ગયા પછી કાશીમાં એક ચેટકી આવ્યો હતો. તેણે મંત્ર બળદ્વારા એક યક્ષણીને સાધી હતી. તેના બળવડે તેની આખા નગરમાં પુંજા થઇ અને મનુષ્યોમાં તે પદ્દિને પામ્યો. કોઇ સકામ વૈષ્ણવ તે ચેટકવાળા સિદ્ધની પાસે ગયો.

અને તેણે તેને પોતાની પાસે રાખ્યો. એ ચેટકની સ્ત્રિ સાથે સ્નેહ થતાં તે વૈષ્ણુવ તે સિદ્ધની સ્ત્રિ લઇને ચાલ્યો ગયો.

સ્હવાર થતાં ચેટકી જેવો ઉઠયો કે પોતાની સ્ત્રિને ઘરમાં નહી જોતાં મોટો ક્રોધ કરીને યક્ષણીને બોલાવીને કહ્યું-કે હમણાંજ નગરના રાજાને પકડી લાવ. અને તે સાધુ વૈષ્ણુવ મારી સ્ત્રિને લઇ જવા પામે નહી. આવી તેની આજ્ઞા થતાંજ યક્ષણી દોડતી ગઇ અને પલંગ સહીત રાજાને ઉપાડી લાવી. યક્ષણીએ રાજાને કહ્યું કે; કાશીમાં કોઇ સાધુ રહેવા ન પામે તથા સર્વના તિલક ધોવરાવી સર્વની માળાઓ તોડી નાખી મારા કુંડમાં નખાવી દેવી. હે રાજા, જો આ પ્રમાણે નહી કરે તો નિશ્ચય જાણજે કે ત્હારૂ ઘર ખરાબ કરી નાખીશ. પછી રાજાએ કહ્યું કે;—

મને મારે ઘેર પહોંચાડી દે એટલે કાલથીજ હું હુકમ કરીશ. આ પ્રમાણે હકીકત સાંભળી રાજાને તુરત ઘેર પહોંચાડી દીધો. અને પ્રભાત થતાંજ રાજાએ હુકમ કર્યો જે હે સીપાઇઓ, સર્વ સાધુઓના ગળાની માળાઓ તોડી નાખો અને તેઓનાં તીલક બળાત્કારે ધોવરાવી નાખો. અને તે સાધુઓની સર્વ માળાઓ સિદ્ધના કુંડમાં નાખી દ્યો. આ આજ્ઞાની વિરૂદ્ધ કોઇએ પણ ચાલવુ નહી.

એ પ્રમાણે રાજાની આજ્ઞા થતાં સર્વ સેના ચાલી અને જળ લઇને સાધુઓનાં તિલક ધોવરાવવા લાગી. ઘણાઓની માળાઓ તોડી તોડીને સિદ્ધનો કુંડ ભરી દીધો. તેથી કાશીમાં હાહાકાર થઇ રહ્યો અને સર્વ સંતોના મનમાં દુઃખ ઉત્પન્ન થયું.

કોઇ ધુતારાએ જઇને ચેટકીને કહ્યું કે—તમે તુલસીદાસની માળા કેમ તોડાવતા નથી ? અને તિલક ધોવડાવતા નથી ? આ વાત

ધુતારાની સાંભળીને ચેટકી સર્વ સેનાને તૈયાર કરીને કોપ કરીને વાજાં વગડાવીને ચાલ્યો. નગરના સર્વ લોકો જોવાને દોડયા. એટલામાં કોઇ વૈષ્ણવે તુલસીદાસની પાસે આવીને આ પ્રમાણે કહ્યું–કે તમારી માળા કંઠી તોડવાને માટે ચેટકી આવે છે. આવી વૈષ્ણવની હકીકત સાંભળીને તુલસીદાસજી બોલ્યા–"કે જેની માળા અને તિલક છે તેની વાત તે જાણે." જ્યારે પેલો ચેટકી તુલસીદાસજીની પર્ણકુટીની નજીક આવ્યો ત્યારે એક મહા ભયંકર આંધી આવી. એટલે તે આંધીના પવનના પ્રબળથી સર્વ સેના ઉડીને ગંગાજીમાં પડી. અને ચેટકીને પણ શરીરનું ભાન રહ્યું નહી. ને ચેટકીના મોંમાંથી રૂધીરની ધાર વહેવા લાગી. અને તે ગંગાની મધ્યમાં ડુબતાં ડુબતાં જેમ તેમ કરીને કીનારાપર આવ્યો. અને રક્ષા કરો, રક્ષા કરો, એમ કહીને તુલસીદાસજીના ચરણમાં પડયો. અને વિનંતિ કરવા લાગ્યો કે મેં અજાણપણાથી સંતોને દુઃખ આપ્યું છે. મારો અપરાધ ક્ષમા કરો.

હે તુલસીદાસજી આપ કરૂણાના સ્થાન છો. ચેટકીની નમ્રતા જોઇને ગુસાંઇજીએ મન્દ હાસ્ય કરીને કહ્યું કેઃ–તું સંતોની દાસના સમાન સેવા કર. ને એક વર્ષ સુધી સાધુઓનું ઉચ્છિષ્ટ ખા અને ભોંય સુવે તો પાવત્ર થાય. એમાં જરા પણ અસત્ય નથી. ચેટકીએ તુલસીદાસજીના કહેવા પ્રમાણે કર્યું અને યક્ષણી સહીત સદ્દગતીને પામ્યો.

હવે રામનવમી આવી ત્યારે તુલસીદાસજીની પર્ણકુટીમાં ઘણા સંત મહાત્માઓ એકઠા થયા. અને રામનવમીનો મહોત્સવ ઠાઠમાઠથી કર્યો. તેમ સઘળી રાજ વિભૂતીઓ પણ એકઠી કરી હતી, ત્યાં બહુજ ભીડ થઇ હતી. અને સર્વના મુખમાં રામનામોચ્ચાર છાઇ રહ્યો હતો.

ત્યાં એક અયોધ્યાનો ચમાર આવ્યો. તે અનેક પ્રકારે પ્રસન્ન થઇ રહ્યો હતો. પણ તે સમયે બહુજ ભીડ હોવાને લીધે તે ચમારને દર્શન ન થતાં તેણે જન્મ મનોરથ બોલીને સંભળાવ્યું કે મને તુલસીદાસજીનાં દર્શન થયાં નહી, આ વાત કોઇએ તુલસીદાસજી પાસે આવીને કહેતાં તુલસીદાસજી તેજ સમયે પ્રભુનાં કાર્યને ત્યાગીને તે ચમાર જ્યાં હતો ત્યાં ગયા. અને ચમારને પૂછયું કે;–" તમે ક્યાંના રહીશ છો ?" ચમારે કહ્યું કે;–હું અયોધ્યાનો રહેવાસી છું. ચમારને અયોધ્યાનો રહેવા વાળો જાણીને તુલસીદાસજીનાં બન્ને વિશાળ નેત્રામાં પ્રેમાશ્રુઓ ભરાઇ આવ્યાં અને તુલસીદાસજી તેને હૃદય સાથે લગાડીને પર્ણકુટીમાં લઇ ગયા અને વારંવાર તેને સમજાવીને કહેવા લાગ્યા કે;–તું અયોધ્યા જઇને કે હું આ વિભૂતિ–પ્રભુશ્રી રામચંદ્રજીના ચરણોનો સેવક છું એમ વારાણસી–કાશીમાં રહુ છું એમ કહેજે. આવા આવા તુલસીદાસજીના ઘણા પ્રભાવો છે કે જેનું વર્ણન કરતાં હમારૂં મન તૃપ્ત થતુંજ નથી.

એક સમયે તુલસીદાસજી સંતસમાજને સાથે લઇને પરોઢમાં–વહાણમાં બેસીને–જળમાર્ગે અયોધ્યા જવા નીકળ્યા. જ્યાં સરયૂ અને ગંગાનો સંગમ થાય છે ત્યાં જ્યારે તુલસીદાસજી પહોંચ્યા ત્યારે ત્યાંના લોકોને રાજાનું, ઘાટનું ઘાટવાળાનું તથા ઘાટની પાસે જે ગામ હતું તે ગામનું, એમ ચારે નામ તુલસીદાસજીએ પૂછયાં. એ પ્રમાણે તુલસીદાસજીના પૂછવાથી લોકો મસ્તક નમાવીને કહેવા લાગ્યા કેઃ– અહીંના રાજાનું નામ રામસીંહ છે. ઘાટવાળાનું નામ રામદાસ છે અને આ ગામનું નામ રામપૂર કહેવાય છે અને આ ઘાટનું નામ રામઘાટ છે અહીં જગાત લેવાય છે. કર આપ્યા સિવાય કોઇને જવા દેવામાં

આવતું નથી. માટે તમો પણ કર આપો. તુલસીદાસજીએ જ્યારે ચારે સ્થાનોનાં નામ રામ શબ્દ યુક્ત સાંભળ્યાં ત્યારે તેમના નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. અને મંદહાસ્ય કરીને બોલ્યા; કર આપીને અમે જલદી જઇએ છીએ. એમ કહી કર આપ્યો. ને રામપુરનો રાજા તુલસીદાસજીના દર્શન અર્થે આવ્યો અને તુલસીદાસજીના ચર્ણમાં પડીને કહેવા લાગ્યો કે–હે પ્રભુ હું તમારો દાસ છું. અને અહીં એક ભંડારો થાય તો સારૂં. અને મને કંઠી બાંધો કે હું પરમપદને પામું.

તુલસીદાસજીએ રાજાની વિનંતી સ્વિકારી. રાજા ઉપર કૃપા કરીને ત્યાં સાધુઓનો ભંડારો કર્યો અને રામસિંહે પણ પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું. અને મહોત્સવ કર્યો અને તુલસીદાસજીના ઉપદેશથી રાજા-સહિત તે સર્વ દેશ શ્રી રામચંદ્રજીનો અનન્ય ભકત થઇ ગયો. અને નિરંતર સંતોની સેવા કરવા લાગ્યો, રામસિંહે તુલસીદાસજીની પાદુકાઓ પોતાનો ઘરમાં રાખી. અને પૂજન કરીને અહર્નીશ આનંદ કરવા લાગ્યો.

કાશીમાં રહેતાં તુલસીદાસજીને કંઇક પરિચયનો અનુભવ થયો હતો તે અત્રે ટાંકુ છું—કે ભૈરવનાથનો કાશીમાં મોટો પ્રભાવ છે તેમણે મનમાં એવો વિચાર કર્યો કે તુલસીદાસજી મારૂં ભજન કરતો નથી. માટે તેને મારો કંઇક પ્રભાવ બતાવું. એ પ્રમાણે વિચાર કરીને ભૈરવનાથે તુલસીદાસની પુંજામાં વિઘ્ન નાખ્યું ને એવું દુઃખ ઉત્પન્ન થયું કે તુલસીદાસજીએ જાણ્યું પીડાથી દેહ છુટી જશે. ધીરજ રાખીને તુલસીદાસજીએ ઉપાયો કર્યા. પણ હાથની પીડા શાંત થઇ નહી એ સમયે તુલસીદાસે હનુમાનજીનું સ્મરણ કર્યું. અને હનુમાને ભૈરવનાથ ઉપર કોપ કર્યો. એ પછી મહાદેવજીએ ભૈરવનાથને આ પ્રમાણે કહ્યું–

કે જેઓશ્રી રામચંદ્રજીના ભક્તને દુઃખ આપતા નથી તે મને પ્રાણથી પણ વહાલા છે. માટે તમે તેને વંદન કરો અને તેમ કરવાથી મારી તમારા ઉપર પ્રિતી ઉત્પન્ન થશે. આવાં શીવજીનાં વચન સાંભળીને ભૈરવનાથે તુલસીદાસજીની વંદના કરી.

એક દીવસ તુલસીદાસજીએ ભંડારામાં ઘણી ભેટ આપવા માંડી. અને તેમાં ઘણા લોકો ભેગા થઇ ગયા. એ સમયે કેટલાક ચોરો ચોરી કરવાને પણ ત્યાં આવ્યા. અને તેઓએ અર્ધરાત્રીએ ચોરી કરવાની કોશીષ કરી. જ્યારે ચોર લોકો ચોરી કરવા આવ્યા ત્યારે બે બાળકો ધનુષ્ય બાણ લઇને તેઓની સામે દોડયા આ પ્રમાણે આખી રાત વીતી જતાં ભગવાનના દર્શનથી ચોર લોકોની બુદ્ધિમાં ફેર પડી ગયો. ચોર લોકોએ પરમ સ્નેહથી દોડીને તુલસીદાસજીના ચરણમાં પડીને પૂછ્યું કે—હે પ્રભુ એ બે બાળક કોણ છે કે જેના ભયથી અહીં કોઇ આવવા પામતુ નથી. આવી ચોર લોકોના વાત સાંભળી તુલસીદાસજીએ ;ચોર લોક પાસેથી રાતે બનેલી તમામ હકીકત સાંભળી લીધી અને ઘણા ખુશી થયા કે ધન્ય છે, ધન્ય છે, એમ કહી બળાત્કારે તુલસીદાસજીએ તે ચોરોના પગ પકડયા. અને ચોર લોકો તુલસીદાસજીના શિષ્ય થઇ ગયા. અને તુલસીદાસજીના મનમાં ઘણું દુઃખ ઉત્પન્ન થયું કે અહીં સંપત્તિ રાખવી ઉચીત નથી કારણ કે સંપત્તિ રાખવાથી શ્રીરામ—લક્ષ્મણને દુઃખ ઉત્પન્ન થાય છે. જે કારણથી પ્રભુને પરિશ્રમ થયો તે સંપત્તિને ધીક્કાર છે અને મારૂં કપટ પણ આજ પર્યંત ગયું નહી. આ પ્રમાણે વિચારી તુલસીદાસજીએ માત્ર હાથમાં કમંડળ અને કોપીન રહેવા દઇને બાકીની સર્વ સંપત્તિ લુંટાવી દીધી.

# દ્વિતિય ખંડ.

---

એક સમયે કાશીમાં કોઇ બ્રાહ્મણ મરણ પામતાં તેની સ્ત્રીએ ઘણી હઠ કરીને સતી થવા માટે પ્રયત્ન કર્યો.

તે સ્ત્રિ સ્નાન કરી; વસ્ત્રો પહેરી, નાળીએર હાથમાં લઇને આનંદથી દેવદર્શન કરવા નીકળી. રસ્તામાં તુળસીદાસજીનો આશ્રમ આવતાં ત્યાં જઇને તે સ્ત્રીએ તુલસીદાસજીને પ્રણામ કર્યા. તે સમયે તુલસીદાસજી ધ્યાન મગ્ન હતા. તો પણ પ્રસન્ન થઇને બોલી ઉઠયા, હે સ્ત્રિ તું સૌભાગ્યવંતી રહે. આ પ્રમાણે આશિર્વાદનાં વચનો સાંભળીને તે સ્ત્રિ આ પ્રમાણે બોલી—કે હે ભગવાન્ મારો પતિ મરણ પામેલ છે અને હું સતી થવા માટે જાઉં છું. હે પ્રભુ આપના વચનની હવે શી દશા થશે.

હે પ્રભુ આપનું વચન સત્ય કરો. આવાં વચનો સાંભળી તુલસીદાસજીએ નેત્રો ઉઘાડયાં ને જોયું તો સ્ત્રિએ સતી થવાની તૈયારી કરી હતી. આ પ્રમાણે જોઇ પોતાના વચનને સત્ય કરવા માટે તુલસીદાસજી સ્મશ્યાનમાં કે જ્યાં પેલા બ્રાહ્મણના શબને લઇ જવામાં આવ્યું હતું ત્યાં પેલી સ્ત્રિની સાથે ગયા. અને ત્યાં જઇને પેલી સતી સ્ત્રિને કહ્યું:—કે હે સ્ત્રિ નેત્ર બંધ કરીને હાથ લાંબો કરીને તારા સ્વામીનું આલિંગન કરીને—મુખથી જય જય સીતારામ કહે અને બીજાઓને કહ્યું કે જે કોઇ શબની સામે નીહાળશે તે આંધળો થઇ જશે. એ પ્રમાણે તુલસીદાસની આજ્ઞા થતાં નેત્રો બંધ કરીને પ્રસન્ન થઇને સીતારામનું ઉચ્ચારણ કરવા માંડયું—જ્યારે સર્વે લોકો

રામદોહાઇ બોલ્યા ત્યારે શબ પણ હાથ ઉંચા કરીને બોલ્યું—જય જય સીતારામ— એ પ્રમાણે તુલસીદાસજી રામ શબ્દ શબની પાસે બોલાવીને મસ્તક ઉપર હાથ મૂકી બોલ્યા કે હે રઘુનાથજી હું તો કશું જાણતો નથી, સર્વ તમે જાણો છો. મરણ પામેલા બ્રાહ્મણે જીવતો થઇ—ઉઠી દોડીને—તુલસીદાસજીના ચરણો પકડી લીધા. ત્યારે જય જયકાર શબ્દનો શોર થઇ રહ્યો. કોઇ એક માણસે નેત્રો નહિ મીચ્યાં હતાં તેથી તે સ્થળેજ તે આંધળો થઇ ગયો.

પેલી સતી સ્ત્રી વંદન કરીને તુલસીદાસજીને બોલી

'હે ભગવાન્! આપ એક આંખ મારી અને એક આંખ મારા સ્વામીની લઇને આંધળાને આપી, આપનું વચન સત્ય કરો. તુલસીદાસજીએ તે સતી સ્ત્રીની વિજ્ઞપ્તીથી 'એવમસ્તુ' એમ કહેતાંજ તે પ્રમાણે અને બ્રાહ્મણ—બ્રાહ્મણી એક આંખથી જોવા લાગ્યાં અને પેલો આંધળો બે આંખે દેખતો થયો. પછી એક સમય કાશીમાં કોઇને મહાભયંકર ગોહત્યા લાગી. ગોહત્યા લાગવાથી તેના કુટુમ્બીયોએ તેનો ત્યાગ કર્યો. તેથી તે તુલસીદાસજીના ચરણોમાં દંડવત્ પ્રણામ કરી, હાથ જોડી કહેવા લાગ્યો કે—' હે ભગવન્! મને ગૌહત્યા લાગવાથી કોઇ પણ મારૂ મુખ જોતું નથી. ત્યારે તુલસીદાસજી બોલ્યા કે—રામ શબ્દ ઉચ્ચારણ કરવાથી તમારા શરીરમાં પાપ રહેશે નહિ. માટે તું 'રામ રામ' એ નામનો જપ કર્યા કર હું તારા સર્વ કુટુમ્બિઓ મેળવી આપીશ. પેલા બ્રાહ્મણના મુખથી અવિચ્છિન્ન રામ રામ શબ્દ નિકળતાં શરીરમાંથી ગૌહત્યા તરત ભાગી ગઇ. ત્યાર પછી તુલસીદાસજીએ તેના સર્વ કુટુંબીયોને બોલાવ્યા અને સર્વને મનોહર વચનો કહ્યાં કે 'રામ શબ્દ ઉચ્ચારણ કરતા જ આનું ગોવધનું પાપ ભાગી ગયું છે માટે આનો તમે વૃથા કેમ

ત્યાગ કર્યો ? માટે હવે જે પ્રકારે તમને પ્રતિતિ થાય તેની ભારે પરીક્ષા તમે કરી લ્યો. '

આ પ્રમાણે તુલસીદાસજીનું કહેવું થતાં તેના સર્વ કુટુંબિઓ બોલી ઉઠયા કે—જો શિવજીના મન્દિરનો નન્દિકેશ્વર આના હાથનું કાંઇ પણ ભોજન કરે તો અમને જરા પણ સન્દેહ રહે નહિ અને આને પવિત્ર માનીએ '

એ પછી તુલસીદાસજી એ સર્વ મન્ડળને સાથે લઇને વિશ્વેશ્વરના મન્દિરમાં ગયા. અને નન્દીશ્વરની પ્રાર્થના કરી અને બ્રાહ્મણના હાથના કરેલા પેડા નન્દિકેશ્વરની પાસે ધરી દીધા. અને કમાડ બન્ધ કરીને બહાર આવીને બેઠા. આ ચરિત્ર જોવાને માટે ત્યાં ઘણા મનુષ્યો એકઠાં થયાં હતાં. થોડા સમય પછી જયારે કમાડ ઉઘાડીને જોયું તો નન્દીશ્વર સઘળા પેડા ખાઇ ગયા હતા, પણ સર્વને પ્રતિતિ થવા માટે એક પેડો મુખમાં રાખી મૂકયો હતો. તે જોવામાં આવતાં કાશીવાસી જનોએ જયજયકાર કર્યો. તુલસીદાસજીએ તે બ્રાહ્મણના કુટુમ્બને બોલાવી તે સર્વ પાસે શ્રીરામ નામનો મહિમા ગાઇ સંભળાવ્યો અને તે સર્વ કુટુમ્બિયોએ તુલસીદાસજીનો મહિમા ગાયો. ત્યાર પછી એકવાર તુલસીદાસજી પાછા કેટલાક દિવસ પર્યંત અયોધ્યામાં રહ્યા હતા. તે સમયે ત્યાં એક બ્રાહ્મણનો પુત્ર મરણ પામ્યો ત્યારે તેનો પિતા તુલસીદાસજીના ચરણોમાં પડયો. તુલસીદાસજીએ તેને લૌકિક રીતિથી ઘણો સમજાવ્યો; પરંતુ તે બ્રાહ્મણના ધ્યાનમાં આવ્યું નહિ.

એ બ્રાહ્મણ તો પોતાના મરણ પામેલા પુત્રની લોથને તુલસીદાસજીના દ્વારમાં નાખીને ચાલ્યો ગયો, તે સમયે તુલસીદાસજીએ

પણ ખાનપાન કે સંધ્યા આદિ કાંઇપણ કર્યું નહિ અને ભારે વ્યાકુળતા થઈ પડી.

ત્યારે તુલસીદાસજીએ હનુમાનજીનું સ્મરણ કરીને વિનતી કરી કે,–'હે નાથ ! તમેજ મારા આધાર છો ' હનુમાન્‌જીએ સ્વપ્નાવસ્થામાં એ સાંભળી કહ્યું કે–' આ બાળક ઉપર યમરાજે જબરાઇ કરી છે. તો પણ હું આને અવશ્ય જીવતો કરીશ અને આપ કે જે રામભક્ત છો તેનો શોક મટાડીશ. ' " આ પ્રમાણે હનુમાનજી, તુલસીદાસજીને કહીને પોતે યમપુરમાં ગયા તો ત્યાં હનુમાનજીના ચરણોમાં મસ્તક નમાવીને યમરાજે આ પ્રમાણે કહ્યું કે–' વિપ્રના બાળકનો જીવ યમપુરમાં નથી. તમે જાતે સઘળાં પુરનાં સ્થાનોમાં શોધી લ્યો. ' આ પ્રમાણે યમરાજનું બોલવું થતાં જ્યારે હનુમાન્‌જીએ યમપુરીમાં સર્વ સ્થળે શોધ કર્યો પણ બાળકનો જીવ કયાંય જોવામાં ન આવતાં યમપુરી ઉપર અત્યંત ક્રોધ કર્યો. શ્રીરામચંદ્રજીના ચરણોના મહિમાનું સ્મરણ કરીને, સઘળી યમપુરીને પૂછડાથી લપેટી લઇને યમરાજાને આવાં વચનો કહ્યાં કે–'બ્રાહ્મણના બાળકને જીવતો કરો નહિ તો તે બાળકની સાથે યમપુરી નષ્ટ થઇ જશે. મારા પ્રભુ તમારા સમાન બીજો યમ બનાવી લેશે " હનુમાનજીનાં આવાં વચનોથી યમરાજાએ હાથ જોડીને કહ્યું–' ભાગ્ય ટાળવાની મારામાં શક્તિ નથી.'

' ચિત્રગુપ્તે લલાટમાં જે જે અક્ષરમાળા લખી દીધી છે, તેને ચલાયમાન કરવાને દેવતાઓ કે દૈત્યો કોઇપણ સમર્થ નથી. '

આવાં યમરાજનાં વચન સાંભળી, હનુમાન્‌જીએ હસીને કહ્યું કે ' તમે જે કહો છો તે નિયમ રામભક્તિ વગરનાં મનુષ્યોને માટે છે.

આ વિષયમાં સનાતન વેદમાં કહેલ પ્રમાણ કહું છું તે તમે સાંભળો
વિધાતાએ જે લલાટમાં લખી દીધું હોય છે, તે મિથ્યા થતું નથી. પરંતુ પરમ પ્રેમી રામદાસોને છોડીને બીજાઓને આ નિયમ લાગે છે.

આવાં હનુમાનજીના વચન સાંભળી યમરાજે ડરીને એ બ્રાહ્મણના પુત્રનાં પ્રાણ કે જેને પોતાના ગુપ્ત સ્થાનમાં રાખ્યા હતા ત્યાંથી લાવીને હનુમાનજીને આપી દઇને પોતાના સ્થાનનું સંરક્ષણ કર્યું.

આ પ્રમાણે હનુમાનજીએ બ્રાહ્મણના પુત્રને જીવતો કરી દીધો. સઘળી અયોધ્યામાં વધાઇ પડી. તુલસીદાસજી પણ મહા આનન્દ પામ્યા. અને અયોધ્યામાં રહીને કેટલાક કાળ વ્યતિત કર્યો ત્યાં એક સમય શ્રી રામચંદ્રજીનાં દર્શનની ઉત્કંઠાથી કોઇ એક વાણીઓ આવ્યો. એને તેણે તુલસીદાસજીને વિનંતિ કરી કે-'મને શ્રીરામચંદ્રજીના દર્શનની ઇચ્છા છે. તુલસીદાસજીએ મન્દહાસ્ય કરી કહ્યું કે-'એ વાત બનવી તો મહા કઠીણ છે. સહજમાં શ્રીરામચંદ્રજીનું દર્શન થતું નથી. તેમાં તો કરોડો જન્મ વ્યતિત થઇ જાય છે.' વાણીઓ બોલ્યો કે-'કોઇ પણ દર્શનનો ઉપાય તો બતાવો' ત્યારે તુલસીદાસજીએ સમજાવ્યું કે-'શરીર ઉપરના સ્નેહનો ત્યાગ કરીને પૃથ્વીમાં એક બરછી ખોડીને તેના ઉપર કુદી પડયા 'આ પ્રમાણે કરવાથી કદાચ દર્શન થાય તો થાય બીજો એકે ઉપાય નથી' વાણીઓ બોલ્યો તમે આ કહો છો તે અસત્ય તો નથી?' તુલસીદાસજી બોલ્યા કે 'સત્ય છે, સત્ય છે, સત્ય છે. આ પ્રમાણે તુલસીદાસજીનું નિશ્ચયાર્થ બોલવું થતા વાણીઓ તો પૃથ્વીમાં બરછી ખોડીને તે બરછી

ઉપર કૂદવા માટે ઝાડ ઉપર ચડયો; પરન્તુ મરણના ભયથી તેનાથી કૂદાયું નહિ તેથી તે સમયે તે વાણીયો વારંવાર પસ્તાવા લાગ્યો. એ સમયમાં કોઇ ક્ષત્રિય માર્ગમાં જતો હતો તેના જોવામાં આ કૌતક આવતાં વાણીયાને આવીને પૂછ્યું કે 'આ તું શું કરે છે?' ત્યારે વાણીયાએ સઘળી વાર્ત્તા કહી સંભળાવી.

ક્ષત્રિયે કહ્યું કે 'તું ઉતરી આવ, શા માટે તું તારા શરીરને છૂટા નષ્ટ કરે છે. હે ભાઇ! મારી પાસેથી થોડું ઘણું દ્રવ્ય લે અને ઘેર જઇને રોજગાર કર. વાણીયો, ક્ષત્રિયના વચન માની ધન લઇને તુરત પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો. ક્ષત્રિયે મનમાં જાણી લીધું કે 'તુલસીદાસજીની વાણી કદિ મિથ્યા થતી નથી.' આ પ્રમાણે નિશ્ચય કરીને ક્ષત્રિય ઝાડ ઉપર ચડીને બરછીના ઉપર કૂદી પડયો એટલે તુરતજ શ્રી રામચંદ્રજીએ તેને ઉપરજ પકડી લીધો. નગરમાં દુંદુભિ વાજાં વાગવા માંડયાં અને સકળ સંસારમાં તેનો સુયશ છાઇ ગયો. આ વિષયમાં તુલસીદાસજીએ જે પ્રમાણ કહ્યો છે, તે હું લખી દર્શાવું છું કે 'વિશ્વાસ વગર કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી અને હરિજન વગર સંસારનો ભય નાશ થતો નથી. એક દિવસે જ્યારે તુલસીદાસજી સ્નાન કરવાને ગયા અને સ્નાન કરવાને જ્યારે જળમાં પ્રવિષ્ટ થયા ત્યારે ત્યાં એક સ્ત્રી નગ્ન સ્નાન કરી રહી હતી, તે સ્ત્રીએ લજ્જાથી વ્યાકુળ થઇને આ પ્રમાણે કહ્યું કે 'તમને શ્રી રામ દોહાઇ છે મારી તરફ પીઠ કરીને ઉભા રહો.' આ પ્રમાણે સ્ત્રીનું બોલવું થતાં તુલસીદાસજી પીઠ દઇને ઉભા રહ્યા અને પેલી સ્ત્રી સ્નાન કરી વસ્ત્ર પેહેરી ઘેર ચાલી ગઇ અને તુલસીદાસજી તો રામદોહાઇ સાંભળીને જેમના તેમ પીઠ દઇને આખો દિવસ

વ્યતીત થતાં સુધીજ ત્યાં ઉભા રહ્યા; કારણ કે તે સ્ત્રી જતી વેળાએ રામદોહાઈ છૂટયાનું કહેવું ભૂલી ગઇ હતી. આ વાર્તાનો આખા નગરમાં કોલાહલ થઈ રહેતા તે સ્ત્રી પણ ત્યાં આવી.

અને તુલસીદાસજીને કહેવા લાગી કે–' તમને શ્રી રામચંદ્રજીના શપથ છે, માટે હવે તમે આપના આશ્રમમાં જાઓ. તમારૂં અહિં કાંઇ પણ કામ નથી. આ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું થતાં તુલસીદાસજી જળથી બહાર નિકળીને પોતાના આશ્રમમાં આવ્યા જ્યારે તે જળમાં ઉભા રહ્યા હતા તે સમયમાં જળના જંતુઓ પગના માંસને ખાઈ જતાં હતાં, તો પણ તે જે સ્થળે ઉભા હતા ત્યાંથી એક પગલું પણ ખસ્યા નહતા. શ્રી રામચન્દ્રજીના શપથ આ પ્રકારના છે. રામદ્રોહા થોડી બુદ્ધિવાળા લોકો વગર પ્રયોજને અનેક શપથો કરે છે અને પાછા તેને મિથ્યા કરીને આચરણ કરે છે.

આવાં આવાં અનેક કારણોને લીધે જ્યારે તુલસીદાસજીનો પ્રભાવ વૃદ્ધિ પામી સઘળી પૃથ્વીમાં પ્રખ્યાત થયો, ત્યારે દિલ્લીના બાદશાહે અતિ આનંદના સમૂહરૂપ કીર્તિ સાંભળીને પોતાના નાયકને આજ્ઞા આપી કે–તુલસીદાસજીને અહિ લઈ આવ. આ પ્રમાણે બાદશાહની આજ્ઞા થતાં નાયકે દિલ્લીથી કાશીમાં આવીને તુલસીદાસજીના ચરણોમાં મસ્તક નમાવ્યું અને કહેવા લાગ્યો કે–હે મહાત્મા આપને પાદશાહ બોલાવે છે. આ પ્રમાણે કહીને તે નાયક ચાલ્યો ગયો. ત્યાર પછી તુલસીદાસજીએ વિચાર કર્યો કે, ' બાદશાહને મારૂં શું પ્રયોજન હશે ! અને જો હું દિલ્લી નહિ જાઉં તો પાદશાહ અવશ્ય મારાં દર્શન માટે અહિં આવશે. તો અહિંના તથા માર્ગનાં પ્રાણીઓને કષ્ટ થશે એ માટે મારે જાતેજ અહિંથી ચાલીને

જવું એ ઉચિત છે. આ પ્રમાણે વિચાર કરીને તુલસીદાસજી સાધુ સમાજને સાથે લઇને શ્રી રામચંદ્રજીનું સ્મરણ કરીને દિલ્હી ગયા. ત્યાં બાદશાહે તેનો બહુજ આદર સત્કાર કર્યો અને પછી દરબારમાં બોલાવીને આ પ્રમાણે કહ્યું કે, એવું સાંભળ્યું છે કે, તમને સાહેબ ભગવાનનો મેલાપ થયો છે, માટે આજ મને પણ તે સંબંધનો પ્રતાપ દર્શાવો.' તુલસીદાસજી બોલ્યા કે–' હું કેવળ રામનામ જાણું છું બીજા કોઇ સાહેબને માનતો નથી.'

એમ તુલસીદાસજીનું બોલવું થતાં બાદશાહે કરામત જોવાને માટે હઠતાથી ઘણો હઠ કર્યો, પરંતુ તુલસીદાસજીને કરામત દર્શાવવાની મનમાં ઇચ્છા થઈજ નહિ.

ત્યારે બાદશાહે ક્રોધ કરીને કહ્યું કે, 'તું ખોટી કરામતનું અભિમાન રાખે છે, માટે હે સીપાઇઓ ! આને બંધીખાનામાં લઇ જાઓ. જોઉં છું કે, આનો રામ શું કરે છે?' આ પ્રમાણે બાદશાહની દૃઢ આજ્ઞા થતાં સીપાઇઓ તુલસીદાસજીને બંધીખાનામાં લઇ ગયા. ત્યારે તુલસીદાસજીએ વિચાર કર્યો કે 'મારી સહાયતા કરવાવાળા પવનકુમાર–હનુમાનજી છે.' આ નિશ્ચય કરીને હનુમાનજીનું સ્મરણ કરીને એક પદની રચના કરી એમ એક પદ રચીને ગાયું કે—

**पद–ऐसो तोंहि न बूझिये हनुमान हठीले ॥**
**हांक सुनत दशकंधके भये बंधन ढीले ॥**

તુરતજ હનુમાનજીને ક્રોધ ઉત્પન્ન થયો. બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ દિલ્હીમાં કરોડો વિકટ વાનરાઓએ દેખાવ આપ્યો, કોટ, કાંગરાઓ તથા હવેલીઓ ઉપર વાનરાઓજ દેખાવા લાગ્યા અને

તેઓએ હવેલી ઉપરના કળશોને તોડીને જ્યાં ત્યાં ફેંકી દીધા. અકેક ઘરમાં તુરત લાખો વાનરાઓ પેસતા દેખાવા લાગ્યા અને બાદશાહના લાલ કિલ્લા મધ્યેના મકાનોમાં અનેક વાનરાઓએ પ્રવેશ કર્યો. જો કે અનેક તોપો તથા બંદૂકો ફોડવામાં આવી; તો પણ હજારો વાનર હઠયા નહિ. ઘણા વાનરાઓ તો પાદશાહના જનાનામાં પેસીને બેગમોને પકડીને દુઃખ આપવા લાગ્યા.

બેગમોનાં વસ્ત્ર ફાડી નાખીને તેઓને વસ્ત્ર રહીત કરી તેઓને સર્વ અંગો ઉપર નખોવડે વીખરડા ભરવા લાગ્યા. ક્રોપના રંગમાં રંગાયલા વાનરાઓએ દિલ્લીમાં હાહાકાર મચાવી દીધો.

જેઓ દિલ્લીના નિવાસી હતા, તે સર્વ મહા વ્યાકુળ થઇને જીવવાની આશા છોડી બેઠા. આ પ્રમાણે સર્વની દુર્દશા નિરખીને બાદશાહ ઘભરાયો અને સર્વ મંત્રીઓને બોલાવ્યા અને આજ્ઞા કરી કે 'આ અપાર જુલમ શા કારણથી થયો તેનો વિચાર કરો.' આ સમય ત્યાં એક વૃદ્ધ કાજી હતા તેમણે કહ્યું કે 'આપે મહા અવિવેક કર્યો છે. જે ફકીરને આપે કેદ કર્યો છે, તે ફકીરે આ પોતાની કરામત દેખાડી છે. પાદશાહની સન્મુખ મંત્રીઓ વિગેરે આ પ્રમાણે વિચાર કરતા હતા, એટલામાં તો દિલ્લીમાં વિશેષ હાહાકાર મચી ગયો. પ્રત્યેક પુરૂષ તથા પ્રત્યેક સ્ત્રીને લાખો વાનરાઓ વળગવા લાગ્યા અને બેગમો તો સુંથણીઓ તથા પગમાં પગરખાં વગર 'ખોદા ખોદા' પોકારતી ભાગવા લાગી. વાનરાઓ સ્ત્રીઓના કેશ ખેંચવા લાગ્યા. ત્યારે ભાગવા જતાં સ્ત્રીઓ પડી જવાથી તેઓનાં માથાં ફુટી જતાં હતાં. માતા પુત્રીને અને પીતા પુત્રને તજીને ભાગવા લાગ્યા અને ભયથી કોઇએ કોઇને પણ સાથે લીધાં નહિ એ

સમય દિલ્લીમાં પ્રલય થતો હોય એમ જણાવા લાગ્યું. વાનરાઓએ પ્રત્યેક મોહોલ્લાઓમાં હલ્લો મચાવી દીધો. ત્યારે પાદશાહ તુરત બંધીખાનામાં જઇને તુલસીદાસજીના ચરણોમાં પડયો.

અને હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી કે મેં આપની કરામત જોઇ લીધી. હવે વાનરાઓને સમેટી લિયો; નહિ તો દિલ્લીમાં પ્રલય સમાન થઇ જશે.

તુલસીદાસજી બોલ્યા કે–' આ સર્વ કરામત ન સમજતાં શ્રી રામચંદ્રજીનુંજ ચરિત્ર છે એમ મનમાં સમજો. જો હવે તમે તમારૂં કલ્યાણ ચાહતા હો તો, શહેરમાં શ્રી રામચંદ્રજીની દોહાઇ ફેરવો. આ દિલ્લી તો હવે હનુમાનજીનું સ્થાન થઇ ગઇ. માટે તમે બીજું કોઇ સ્થાન રચીને ત્યાં વાસ કરો.' બાદશાહે તુલસીદાસજીની આ આજ્ઞા સ્વીકારી, મસ્તક નમાવી દિલ્લીમાં રામ દોરાઇ ફેરવી. તેજ સમયે વાનરાઓનો ઉપદ્રવ શાન્ત થઇ ગયો. ત્યાર પછી પાદશાહે તુલસીદાસજીને પોતાના શ્રેષ્ઠ સ્થાનમાં લાવી, તુલસીદાસજીનો સારો સત્કાર કરી, બાદશાહે બીજી દિલ્લી વસાવી યમુનાજીના કીનારા ઉપર રામઘાટ બંધાવીને પહેલી દિલ્લી તુલસીદાસજીને અર્પણ કરી. અને બાદશાહ પ્રસન્નતાપૂર્વક નવી દિલ્લીમાં રહ્યો અને તુલસીદાસજીને નવી દિલ્લીમાં રાખ્યા. તુલસીદાસજીની પેઠે તે સમયમાં સૂરદાસજીની કીર્તિ વિશેષ ફેલાઇ રહેલી હોવાથી બાદશાહને સૂરદાસજીનાં દર્શનની અધિક અભિલાષા થતાં, બુદ્ધિમાન લોકોને વ્રજમાં મોકલીને સૂરદાસજીને પણ દિલ્લી બોલાવ્યા. જે સમય તુલસીદાસજીનો અને સૂરદાસનો સમાગમ થયો ત્યારે આખું શેહેર રામ–કૃષ્ણમય થઇ ગયું. એ બન્ને પાદશાહના દરબારમાં ગયા ત્યારે પાદશાહે તેઓનો અત્યંત સત્કાર કર્યો.

ત્યારે પાદશાહે સૂરદાસને કહ્યું કે–' તમે કંઇક કરામત દર્શાવો.' ત્યારે સૂરદાસજીએ કહ્યું કે–'તુલસીદાસજીની કરામત જોયા છતાં પણ હજુ તમારૂં પેટ ભરાયું નથી?

તમારા જનાનામાં જે તમારી પુત્રી–શાહજાદી છે, તેનું ચરિત્ર બે કાને સાંભળો. એ શ્રી કૃષ્ણના રાસની સખી છે, કોઇ પાપના સંયોગથી તમારે ત્યાં જન્મ લીધો છે, તે શાહજાદીને તુરત વ્રજમાં મોકલી દિયો, કે જ્યાં રાધારમણ વાસ કરે છે. આ વાતનો જો તમને વિશ્વાસ આવતો ન હોય તો હું જે વચન કહું છું, તે મારા વચન માનો. શાહજાદીના ડાબા સાથળ ઉપર તલ છે અને કપોળમાં શ્રી કૃષ્ણની મૂર્તિ જોવામાં આવે છે. સૂરદાસજીની આ વાત શ્રવણ કરી પાદશાહ ઉઠીને જનાનામાં ગયો, અને શાહજાદીને તે વાર્તા કહીને કહ્યું ને તને સૂરદાસજી બોલાવે છે, બાદશાહનાં આ વચન સાંભળતાંજ શાહજાદી સૂરદાસજીની પાસે આવી, અને તેના હાથ ઉપર મુખ રાખીને શરીર છોડી દીધું તેના ડાબા સાથળ ઉપર અમૂલ્ય તલ જોયો અને કપોળમાં શ્રીકૃષ્ણની મૂર્તિ દેખાતી હતી. બાદશાહે આશ્ચર્ય પામીને સૂરદાસજીને પૂછ્યું કે ' આનું કારણ શું? તે કહીને મારો સંદેહ ટાળો.' પાદશાહને તે કારણ જાણવા માટે આતુર થયેલો જોઇને સૂરદાસજી બોલ્યા કે–' આ આપની શાહજાદી રાસની સખી છે તે એક દીવસ શ્રીકૃષ્ણ નહિ મળવાથી રીસાઇને બેઠી હતી. અને તેણે હુંજ મનાવવા ગયો હતો પણ તેણે માન્યું નહિ. ત્યારે મેં કહ્યું કે–તું વિયોગિની થશે. ત્યારે તેણે મને કહ્યું કે તેજ દશા તમારી થશે.

ત્યારે પોતે મદનગોપાલ–શ્રીકૃષ્ણ તેને મનાવવા માટે તરત ત્યાં

પાળ્યા. અને તેનો હાથ પકડી સાથળ ઉપર પોતાની છડી રાખી, તેના વિશાળ કપોળ–ગાલનું ચુમ્બન કર્યું.

અને તેને મનાવીને લઇ ગયા. આ સર્વ ત્યાંનું વૃત્તાંન્ત જાણીને શ્રીકૃષ્ણે મને કહ્યું કે તું જગતમાં જન્મ લઇ, જગતમાં વિરાજી ભક્તિ દૃઢ કરીને પ્રાણીઓને ભવસાગરથી તારજે. આ સખી બાદશાહની શાહજાદી થશે, અને તને મળતાંજ એ પોતાના શરીરને છોડી દેશે. તેણે ક્રોધથી મને હાથનો પ્રહાર કર્યો હતો. તે હવે શરીરનો ત્યાગ કરીને શ્રી યદુપતિના ધામમાં ગઇ. તેના સાથળ ઉપર શ્રીકૃષ્ણે છડી રાખેલી હોવાથી તેના સાથળ ઉપર તેનો તલ થઇ ગયો, અને ગાલનું ચુમ્બન કર્યું હતું તેથી કપોળમાં શ્યામ મૂર્તિ વસી હતી.' પાદશાહ સૂરદાસજીનાં આ વચનો સત્ય જાણી આશ્ચર્ય પામી સૂરદાસજીને પગે લાગ્યો. સૂરદાસજી અને તુલસીદાસજી આ પ્રમાણે દિલ્લીમાં ઘણા વખત સુધી રહ્યા, અને સત્સંગ કરી, સત્સંગના આનન્દનો રસ લેતા હતા. તે સમયે પાદશાહનો મદોન્મત થયેલો મોટો હાથી ચાલ્યો આવતો બન્નેના જોવામાં આવ્યો. લોકો પોકારવા લાગ્યા કે 'તુરત ભાગો નહિ તો આ હાથી મારી નાખશે.' સૂરદાસજીએ કહ્યું કે–' હે ગુસાંઇજી ' હું અહિંથી જાઉ છું. હવે આ સ્થળે આપણાથી અહીં રહી શકાય નહિ. મારા નન્દલાલ બહુજ બાળક છે, તે આ દુર્ધર હાથીને શી રીતે મારી શકે ! તમારી બેસવાની ઇચ્છા હોય તો ભલે બેઠા રહો કેમકે તમારો નાથ ધનુર્ધારી છે.



# તૃતિય ખંડ.

આ પ્રમાણે કહીને સુરદાસજી ગોપાલને ખોળામાં લઇને ત્યાંથી ભાગી ગયા, અને તુલસીદાસજી તો હસીને શ્રી રામચંદ્રજીનું સ્મરણ કરીને ત્યાંજ બેઠા રહ્યા.

પેલો હાથી તુલસીદાસજીની સામે દોડયો કે અકસ્માત્ માથામાં બાણ લાગ્યું. ત્યારે હાથી ઘોર ચીત્કાર કરીને મરણ પામ્યો. આ વૃત્તાન્ત સઘળા જગત્માં વિદિત થયું. આ પ્રમાણે તુલસીદાસજી, સુરદાસજીનો સમાગમ કરીને પૂર્ણ આનંદ પામીને કાશીમાં આવ્યા. એક સમય મહાજ્ઞાની નાભાજી કે જેણે ભક્તમાલ બનાવી છે તેણે આ સંતોને આમંત્રણ કર્યું. તેથી સર્વ સન્તોએ તેને ત્યાં જવા માટે પ્રયાણ કર્યું. તુલસીદાસજીને પણ નોતરૂં આવ્યું, ત્યારે તેમણે મનમાં આ પ્રમાણે વિચાર કર્યો કે ' પંગતમાં બેસી બ્રાહ્મણોએ કાચું પકવાન ખાવું એ ઉચિત્ નથી ' આવો વિચાર કરી તુલસીદાસજી ત્યાં ગયા નહિ, ત્યારે હનુમાન્જીએ આ પ્રમાણે કહ્યું કે—નાભાજીને ભક્તરાજ જાણીને તુરતજ તેને ત્યાં જાઓ. હનુમાનજીની આજ્ઞા સાંભળી ગુસાંઇજી તુરત ભિક્ષુક પેઠે ચાલ્યા. જ્યારે ઓડછા નામના નગરની પાસે તુલસીદાસજી પહોંચ્યા ત્યારે ત્યાં એક કૌતુક જોવામાં આવ્યું. ત્યાંના ઇન્દ્રજીત નામના રાજાએ ઘણા બણા કવિઓનો સમાજ એકઠો કર્યો હતો.

તે કવિઓના સમાજે ત્યાં કેશવદાસ નામના કવિ, કે જેણે જગત્માં રામચન્દ્રિકા નામના વિમળ ગ્રન્થનો પ્રકાશ કર્યો છે, તેને કવિઓના શિરતાજ કર્યા.

અને કહ્યું કે-'હે નાથ' હવે મારો ઉદ્ધાર કરો અને મારા ગ્રન્થને સુધારો, મારી કુમતિથી મારો આ ગ્રન્થ કોઇએ વાંચ્યો નહિ, હું ઘણા પ્રકારે રૂદન કરી કરીને હારી ગયો છું.

તુલસીદાસજીએ હસીને આ પ્રમાણે કહ્યું કે-'તમે સુખની ખાણ રૂપ રામચન્દ્રિકા બોલો.' કેશવદાચજી રામચંદ્રિકા બોલવા લાગ્યા અને તુલસીદાસજી તે સાંભળીને પરમ પ્રેમથી તે શુદ્ધ કરવા લાગ્યા જ્યારે રામચન્દ્રિકા પૂર્ણ થઇ ગઈ ત્યારે કેશવદાસજી જય શબ્દ કહીને પ્રેત પણાથી મુક્ત થયા. અને તુલસીદાસજી ત્યાંથી નાભાજીની પાસે ગયા તે બરાબર સુખપૂર્વક પંગતના સમયેજ પહોંચ્યા. તુલસીદાસજીને જોઇને નાભાજી કાંઇ પણ બોલ્યા નહિ, અને પોતાના પ્રેમને લીધે તેની મતિ મોહિત રહી હતી. તુલસીદાસજી તો પંગતને છોડીને જ્યાં નિચે પાતલ પડી હતી ત્યાં બેઠા, પાતલના નીચે સાધુની પાદુકા પડી હતી તેજ પાતલ ઉપર મહા પ્રસન્ન થઇને ગુસાંઇજી જમવા બેઠા, ત્યારે નાભાજી તેમનો હાથ પકડીને મળ્યા. અને ત્યાંથી ઉઠાડીને પંગતિના મધ્યમાં બેસાડયા. અને વારમ્વાર તુલસીદાસજીના ચરણોમાં નાભાજીએ શિર નમાવ્યું. તુલસીદાસજીએ કેટલાક દિવસ સુધી ત્યાંજ નિવાસ કર્યો, અને સત્સંગતિ કરીને મહા સુખ લીધું, નાભાજીએ, તુલસીદાસજીની આવી ઉજ્વળ મતિ જોઇને, પોતાના ભક્તમાળ નામના ગ્રન્થમાં તેને ભક્તોના શિરોમણી કરીને લખ્યા. ત્યાર પછી વ્રજ મંડળની યાત્રા કરવાને તુલસીદાસજી સુખપૂર્વક ચાલ્યા.

તુલસીદાસજીએ ચોરાસી કોસ વ્રજની યાત્રા કરી, રામ-કૃષ્ણમાં અભેદ ભક્તિને લીધે આનન્દથી ભરપૂર થઇ ગયા.

પછી જ્યારે વૃન્દાવનમાં આવ્યા, ત્યારે પ્રત્યેક ઘાટમાં સ્નાન કર્યું.

અને પછી સર્વ મન્દિરોમાં દર્શન કરીને 'જ્ઞાનગૂદરી' નામના સ્થાનમાં નિવાસ કર્યો. ત્યાં એક પરશુરામ નામનો મહન્ત રેહેતો હતો તે શ્રીકૃષ્ણનો અનન્ય ઉપાસક હતો. તેણે તુલસીદાસજીને સર્વ રીતે જોઇને મહાપ્રેમ વધારીને સત્સંગતિ કરી. તુલસીદાસજીના સત્સંગથી નિત્ય નિત્ય નવીન પ્રેમ વૃદ્ધિ પામવા લાગ્યો. પરશુરામનાં મન્દિરમાં શ્રીકૃષ્ણરૂપ લક્ષ્મીપતિ શોભતા હતા. બંસીથી લાકડીથી, કાછથી, મસ્તક ઉપરના મુકુટથી, અને વક્ષઃ સ્થળમાં ધારણ કરેલી માલાથી, તથા હૃદયને હરણ કરનાર હાર રાધાજીના સમીપ શોભતો હતો, તેથી સુન્દર ત્રિભંગી છબી શોભતી હતી, એક દિવસ ત્યાં હમેશના નિયમાનુસાર તુલસીદાસજી દર્શન કરવાને માટે ગયા. ત્યારે ત્યાં રહેતા પરશુરામ મહન્તને તેમની પરીક્ષા લેવાની ઇચ્છા થઇ. જ્યારે તુલસીદાસજી દંડવત્ કરવા લાગ્યો, ત્યારે પરશુરામે પ્રેમથી કહ્યું કે–' પ્રથમ મારાં કાંઇક વચન સાંભળો અને પછી દ્વાર ઉપર દંડવત્ કરો.'

સર્વ કોઇ પોતપોતાના ઇષ્ટને પ્રણામ કરે છે, પણ પરશુરામ કહે છે કે જે માણસ પોતાના ઇષ્ટ વિના નમે તે મૂર્ખ છે. પરશુરામનાં આવાં વચન સાંભળીને, હૃદયમાં પ્રસન્ન થઇને શ્રી રામચંદ્રજીનું ધ્યાન ધરીને તુલસીદાસજી બોલ્યા કે, ' હે નાથ ? આજની છબીનાં શા વખાણ કરૂં, ભલા બન્યા છો; પરન્તુ જ્યારે ધનુષબાણ હાથમાં ધારણ કરશો ત્યારે તુલસીદાસનું મસ્તક નમશે. આ સમયે રાધાકૃષ્ણે મુરલી અને લાકડી ગુપ્ત રાખીને હાથમાં ધનુષબાણ ધારણ કર્યું તુલસીદાસજી કહે છે કે–ભક્તની રૂચિ જોઇને નાથ શ્રીકૃષ્ણ, રઘુનાથ થયા.

સર્વ લોકોએ આ વાર્ત્તા પ્રત્યક્ષ જોઇ, તેથી વૃન્દાવનમાં જય જયકાર મચી ગયો. પરશુરામ મહન્તે તુલસીદાસજીનાં ચરણો પકડી લીધાં, અને ધન્ય ધન્ય કહીને મહા આનન્દ પામ્યો.

હું આજપર્યન્ત કૃપાનિધિ શ્રી રામચંદ્રજીને કોસલ દેશના મહારાજાજ જાણતો હતો, પણ આજે તમે બાર કળાના ઇશ્વરરૂપ તેમને પ્રતિપાદન કરીને મારો ભાવ અતિ દૃઢ કરી દીધો જ્યારે શ્રી રામચંદ્રજી મહારાજ છે અને વળી ઇશ્વર છે તો હવે તેનું નામ હું શી રીતે ત્યાગ કરી શકું ? તુલસીદાસજીનાં આ વચન સાંભળી. તેને શ્રીરામચંદ્રજીના અનન્ય ઉપાસક જાણી, સર્વ સંતોએ આનંદપૂર્વક તેમનાં ચરણો પકડયાં. આ પ્રમાણે અનેક સત્સંગો કરતા તુલદાસસજી પ્રેમથી પૂર્ણ થઇને વૃન્દાવનમાં રહ્યા. ત્યાં કેટલાક દિવસ રહી પાછા ચાલીને કાશીમાં આવ્યા. કાશીમાં આવી, તુલસીદાસજીએ વિનયપત્રિકા નામનો જે ગ્રન્થ બનાવ્યો હતો, તેને મન્દિરમાં પધરાવ્યો. અને સન્મુખ ઉભા રહી હાથ જોડીને વિનતિ કરી કે, જો મારી આ 'વિનયપત્રિકા' સત્ય હોય તો આમાં આપના હસ્તાક્ષરની સહી થવી જોઇએ કે જેથી મારૂં દુસ્સહ દુઃખ તુરત મટી જાય આ પ્રમાણે વિજ્ઞાપ્ત કરીને કમાડ બન્ધ કરીને તુલસીદાસજી ગયા તે પછી પ્રાતઃકાળે ત્યાં આવ્યા. પ્રાતઃકાળે આવી કમાડ ઉઘાડી પુસ્તકો લઇને જોવા લાગ્યા તો તેમાં શ્રી રામચંદ્રજીના હાથની સહી હતી. તે જોતાંજ તુલસીદાસજીએ 'વિનયપત્રિકામાં' આ પદ કર્યું કે જે પદ હું અહિં થોડુંક લખી દઉં છું.

અનાથ તુલસીના ગ્રન્થ ઉપર શ્રી રામચન્દ્રજીના હાથની સહી પડી છે.

પછી તુલસીદાસજીએ કાળને અતિ દુરસ્ત જાણીને રામધામમાં જવાનો વિચાર કર્યો, અને સર્વ શન્તોએ આ પ્રમાણે કહ્યું હતું કે

હવે શ્રી રામચન્દ્રજીનો વિરહ સહન થઇ શકતો નથી માટે હું તેના ધામમાં જવા ઇચ્છા રાખું છું. તુલસીદાસજીનાં આ વચનો સાંભળીને સર્વ વિવેકી સન્તો મહાવ્યાકુળ થઇ ગયા.

તેઓને તુલસીદાસજીએ ઉપદેશ આપ્યો કે, 'મારા રામાયણ ગીતાવલી અને વિનયપત્રિકા—આદિ ગ્રન્થો વેદ મર્યાદાથી પૂર્ણ છે.

માટે તે ગ્રન્થોને પ્રેમથી સંભાળજો, સમજજો અને તે પ્રમાણે ચાલજો, તે અન્ત સમયે તમને ભગવાન્ દશરથકુમાર શ્રી રામચન્દ્રજી અવશ્ય મળશે.

આ પ્રમાણે કહી, તુરત અસીવરણાના કિનારા ઉપર આવી, નેત્રબંધ કરી, તુલસીદાસજીએ પોતાનું શરીર અચળ કરી દીધું. અને તે સમય ત્યાં સન્ત લોકોની પુષ્કળ ભીડ થઇ.

આકાશમાં દુંદુભી નગારાં વાગ્યાં અને મોટો પ્રકાશ જોવામાં આવ્યો. અને ચારે કોર વિજળીના સમાન ચપળ પ્રકાશ ચમક્યો.

વિક્રમ સંવત્ ૧૬૮૦ માં શ્રાવણ શુદિ ૭ ને દિવસે અસીવરણના કિનારા ઉપર તુલસીદાસજીએ શરીરનો ત્યાગ કર્યો.

ભવસાગરથી પાર થવા માટે વહાણ સમાન ગ્રન્થોને બનાવવાવાળા ધીરા બુદ્ધિવાળા શ્રી તુલસીદાસજી વિમાનમાં ચઢીને શ્રી રામચન્દ્ર ભગવાનના સાકેત લોકમાં ચાલ્યા ગયા. ઇતિમ.



સામાજીક—નૈતિક—અને ધાર્મિક વિષયોથી ભરપૂર

## અમારાં લોકપ્રિય પુસ્તકો.

| | કીંમત. |
|---|---|
| ૧ સંસારદર્શન ( પાકા પુંઠામાં ) ... ... | ૧—૩—૦ |
| ૨ વિનોદી અને કમલીની ... ... | ૦—૧૦—૦ |
| ૩ ડોકટર ધનચક્કર ... ... ... | ૦—૧૦—૦ |
| ૪ આનામાળા સીરીઝો અંક ૧૨ ... ... | ૧—૪—૦ |
| ૫ મહાત્મા તુલસીદાસનું જીવનચરીત્ર ... | ૦—૪—૦ |
| ૬ રમુજમાળા ( વાર્તાઓ ) ... ... | ૦—૪—૦ |
| ૭ અલીબાબા અને ચાલીસ ચોર ... ... | ૦—૪—૦ |
| ૮ શ્રી રામચરીત્ર ... ... ... | ૦—૮—૦ |
| ૯ રહેલી પાંચ વાર્તાઓ... ... ... | ૦—૮—૦ |

પોસ્ટેજ માફ.

ઉપરતાં પુસ્તકો—મંગાવનારે નિચેને શિરનામે પત્રવ્યવહાર કરવો.

મેસર્સ અંબાલાલ છગનલાલ
C/o. દરીયાપુર બહેનરો.
વાઘજીપરની પોળમાં, નં. ૩૬૮૧
અમદાવાદ.

શાહ પિતાંબરદાસ હરખચંદ
પોસ્ટ વડાગામ મુ. વડાગામ
વાયા તલોદ—એ. પી. રેલ્વે.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઈ મંગળદાસે છાપ્યું — પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.